૧૮૫૮

# શ્રી પાર્શ્વનાથજીના ચંદ્રાવળા.

સર્વે જૈન ધર્માભિલાષિ સુજ્ઞ શોખીલા સજ્જનોને
(જ્ઞાનવૃદ્ધિ તથા ધર્મોદય પ્રાપ્ત થવા)

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## શ્રી જૈનહિતેચ્છુ મંડળી

મુ. ભાવનગર

આવૃતી પહેલી પ્રત ૧૦૦૦



અમદાવાદ.
યુ૦ પ્રીં૦ અને જ૦ એ૦ કં૦ 'લિમિટેડ'ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યા.

સંવત ૧૯૩૯ સને ૧૮૮૩

કીંમત પાંચ આના.

# श्री पार्श्वनाथजीना चंद्रावळा

સર્વે જૈન ધર્મભિલાષિ સુરા શોખીલા સજ્જનોને
(જ્ઞાનવૃદ્ધિ તથા ધર્મોદય પ્રાપ્ત થવા)

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## શ્રી જૈનહિતેચ્છુ મંડળી

મુ. ભાવનગર

આવૃતી પહેલી પ્રત ૧૦૦૦



અમદાવાદ.
યુ૦ પ્રી૦ અને જ૦ એ૦ કં૦ 'લિમિટેડ'ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યા.

સંવત ૧૯૩૯ સને ૧૮૮૩

કીંમત પાંચ આના.

# પ્રસ્તાવના.



સુજ્ઞ સજ્જનો અન્ય દર્શનીઓમાં વસંત રૂતુને વિષે ગાવાને માટે યુધ્ધ વિગેરે કર્મ બંધનના હેતુ રૂપ પાંડવવળા વિગેરે ચંદ્રાવળા દ્રશ્યમાન થાય છે પરંતુ આપણા સર્વોત્કૃષ્ટ જૈન ધર્મને વિષે તેવા ચંદ્રાવળા બેત્રણ ઉપરાંત વિશેષ બનેલા જણાતા નથી તેમાં વળી છપાયેલા તો બીલકુલ છેજ નહી તેથી એવી લખેલી પરતો સઘળાઓના ઉપયોગમાં આવી શકતી નથી. તેવી તરેહની એક સાધારણ ખોટ પુરી પાડવાને અર્થે આ શ્રી જૈન જ્ઞાન હિતેચ્છુ મંડળીના એક અલ્પમતી સભાસદે સ્વશક્તિ અનુસાર શ્રી પાર્શ્વ નાથજીના જન્મ ચરિત્રના વૃતાંત યુક્ત ચંદ્રાવળા બનાવેલા છે. તે સર્વે સજ્જનોને વાંચવામાં ઉપયોગી થઇ પડવાને માટે અમોએ છપાવીને બાહાર પાડેલા છે તે અમારી ધારણા મુજબ સઘળાઓને વસંત રૂતુને વિષે જીન ગુણગાન કરવાને સાધન થઇ પડશે.

આ પ્રયત્ન અમારો પ્રથમજ છે વળી અમોને ધર્મ સંબંધી જ્ઞાન અપુર્ણ હોવાથી આ ચંદ્રાવળાની અંદર કોઇપણ બાબત વીરૂધ્ધ જણાય તો સુજ્ઞ વાંચનારાઓએ ક્ષમા કરવી. અને દ્રષ્ટી દોષથી કીંવા મતીદોષથી પ્રુફ તપાસતાં ભુલ માલમ પડે તો તે

બાબત લખી જણાવવા તસ્તી લેવી જેથી આ લઘુ ગ્રંથની બીજી આવૃતીમાં તે ચુકો સુધારવામાં આવે.

સંવિજ્ઞ પક્ષી પંચમહા વ્રતધારી મુનીરાજને વાંચવા ભણવા આ બુક જોઇશે તો પરમ પ્રિતી પુર્વક ભેટ કરવામાં આવશે.

સવંત ૧૯૩૯ ના ફાગણસુદ ૧ શનીવાર

તા. ૧૦ માર્ચ સને ૧૮૮૩

શ્રી જૈનહિતેચ્છુ મંડળી.

ભાવનગર.

# શ્રી પ્રાર્શ્વનાથજીના ચંદ્રાવળા.



## પ્રારંભ

### દોહરો.

પ્રથમ નમી જીનરાજને, સમરી સારદ માય;
પભણું પાર્શ્વ જીણંદનું, જન્મ ચરિત્ર ઉછાંય. ૧

ગુણી જનને કરૂં વિનંતી, સુણો ધરી સહુ મેહેર;
પાર્શ્વ પ્રભુ ગુણ ગાવતા, ઉપજે દીન દીન લેહેર. ૨ ૨

દ્રષ્ટી દોષથી દોષજે, જડ બુદ્ધિ અનુસાર;
માત્ર ભેદ નયને પડે, ક્ષમા કરી મનધાર. ૩

પીંગળ પાઠ પઢયો નથી, ન લહુ ગુરૂલઘુ ભેદ;
રચુ ગ્રંથ મતિ અલ્પથી, રૂદય ન ધરશો ખેદ. ૪

ભણે ભણાવે પ્રેમશું, વાંચે પાર્શ્વ ચરિત્ર;
સુણે સુણાવે અવરને, પાંમે શુધ સમકિત. ૫

પદ્માવતી પ્રસન્ન થઇ, સારે ચિંતવ્યું કાજ;
ધરણીદર દુઃખ દુર કરે, ભજો પાર્શ્વ જીનરાજ. ૬

પંચ પ્રકર્ણમાં વર્ણવ્યું, પાર્શ્વજીણંદ ચરિત્ર;
શાંતિ સુખ લીલા વધે, સુણતાં શ્રવણ પવીત્ર. ૭

## પંચ પ્રકરણનો સંક્ષેપે વિસ્તાર.

### કુંડળીયો છંદ.

પાર્શ્વજીણંદ ચરિત્રને, રચું યથા મતિ સાર;
બણારશી શોભા કહું, ચઉદ સુપન વિસ્તાર.
ચઉદ સુપન વિસ્તાર, જન્મ મોહોચ્છવ સુભ થાવે;
ઇંદ્રાદિકથી તેમ, છપ્પન કુમરી ગુણ ગાવે.
કમઠાસુર સંવાદ, દાન દઇ દિક્ષા લેવે;
કેવળ મોક્ષે (વરે) જીન મંડળી, હીતેચ્છુક નીત સેવે



# प्रकरण १ लुं प्रारंभ.



દુહરો.

પ્રથમ સર્ગમાં વરણવી, શોભા નગરીની સાર;
ચઉદ સુપન વળી કુમરીકૃત, મોહોત્સવનો વિસ્તાર. ૧

રાગ ચંદ્રાવળાનો.

પ્રથમ જીણંદના ચરણ નમીને, માગું સરસ્વતી પાસ;
મુજમન ઉલટ ઉપન્યો ભારી, ગુણ ગાવા પ્રભુ પાર્શ્વ;
ગુણ ગાવા પ્રભુ પાર્શ્વ ઉલાસે, હિંમત ધરૂં હું તમારી આસે;
સાય કરજો અપરાધ ખમીને, પ્રથમ જીણંદના ચરણ નમીને.
માગું સરસ્વતી પાસ. ૧

વળી પદ્માવતિ દેવી આરાધું, મદદ કરો મુજ આજ;
જીભાયે જસ મુજને આપો, પર્શ્વ ગુણ ગાવાકાજ;
પાર્શ્વ ગુણ ગાવા કાજતે ખરૂં, તુમ પસાયે હિંમત ધરૂં;
દીન દીન શુભ ધ્યાને હું વાધું, વળી પદ્માવતી દેવી આરાધુ.
મદ કરો મુજ આજ. ૨

દેવી સરસ્વતિ માતાતુજ જંપુ, હુ દાસ તારાનો દાસ;
મુંઢ મતિમેં પાર્શ્વ ગુણ ગાવા, હીંમત ધરી તુમ આશ;
હિંમત ધરી તુમ આશ મન ધારી, કૃપા કરી મતિ દેજો સુધારી.

જીભા જાયે અજ્ઞાન દુર કંપ્યું, દેવી સરસ્વતિ માતા તુજજપું.

હું દાસ તારાનો દાસ. ૩

કવિજન સર્વને કરજોડીને, કરૂં વિનતી હું આજ;
અલ્પ મતિથી ગ્રંથ રચુંછું, વર્ણવવા જીન ગુણ કાજ;
વર્ણવવા જીન ગુણ કાજ, તે જાણું, કાવ્ય કળાનો મર્મનવજાણું;
ક્ષમા કરજો મુજ દોષ દેખી, કવિજન સર્વને કરજોડીને.

કરૂં વિનતી હું આજ. ૪

ગુરૂ ગઉતમના ચરણને નમી, ધ્યાન ધરૂં નવકાર.
ભક્તિ કરૂં જીન ચોવિશ કેરી, મિથ્યાત છેદણ હાર.
મિથ્યાત છેદણહાર તે કસી, સમકિત પામ્યો રાય પરદેસી.
જ્ઞાતા ઉવઇની સાખ છે સમી, ગુરૂ ગઉતમના ચરણને નમી.

ધ્યાન ધરૂં નવકાર. ૫

પ્રાણંતદેવ લોકથી પાર્શ્વજીન ચવી, માતા કુખ આવ્યા જામ.
ચઉદ સુપન માતાજી પેખે, સુરજન્મ મોહોચ્છવ કરે તામ.
સુરજન્મ મોહોચ્છવ કરે તામ બહુ ઠાઠે, વિવાદ થયો વળી કમઠની સાથે.
લઇ દીક્ષા તાર્યાં બહુ ભવિ,પ્રાણંત દેવલોકથી પાર્શ્વજીન ચવી.

માતા કુખ આવ્યા જામ. ૬

વળી પ્રભુ પાર્શ્વજી વિહાર કરતાં, કર્યો કમઠે ઉપસર્ગ.
કેવળ પામીને દેશના દેવે, સાંભળે પ્રાણી ચઉવર્ગ,

સાંભળે પ્રાણી ચઉવર્ગ બહુ બુદ્ધિ,મુક્તિવર્યા પ્રભુ પાર્શ્વ તીહાંસુધી.
જૈન હીતેચ્છુ કહે સર્વ વૃતાંત, વળી પ્રભુ પાર્શ્વજીન વિહાર કરંત.
કર્યો કમઠે ઉપસર્ગ. ૭

કાશી દેશમાં બાણારસી નયરી, સ્વર્ગપુરી સિરદાર;
કોટ કિલ્લાની શોભાછે ભારી, વનસ્પતિ અતિભાર.
વનસ્પતિ અતિભાર બહુ વેલ, દાઢમ દ્રાક્ષ આંબાને કેળ.
ફુલફળાદી મેવાથી ભરી, કાશી દેશમાં બનારસી નયરી.
સ્વર્ગપુરી સિરદાર. ૮

વશે વ્યવહારીયા અકળ ધનવંતા, કોટી લખેશરી જાણ;
નારી કર કંકણ સોવન ચુડો, દામણી ઝળકે ભાળ;
દામણી ઝળકે ભાલ ફુલ તાજા, ઝાંઝર ઘુઘરા ઝણણાટ ઝાઝા.
નહીં કોઇને મન કાંઇપણ ચિંતા, વશે વ્યવહારીયા અકળ ધનવંતા
કોટી લખેશરી જાણ. ૯

વાવ્ય સરોવર કુપ બહુ પ્રૌઢા, નદી ગંગાજળ જાણ,
સુંદરી સોળ સણગાર સજીને, આવે રૂપની ખાણ;
આવે રૂપની ખાણ ભરે પાણી, સોવન બેડુ ને મોતી ઇંઢાણી.
ભમર ગુંજારીત શોભે અંબોડા, વાવ્ય સરોવર કુપ બહુ પ્રૌઢા,
નદી ગંગાજળ જાણ. ૧૦

જીનદાર શિખર બહુ ઉત્તંગા, દેખે મેમેસુર રાય.
ધજા ફરકે જીન ગુણગાતી, સુરવધુ પ્રણમે પાય.

સુરવધુ પ્રણમે પાય, ચિત્ત ધારી, અષ્ટ મંગળને કળશા ભારી.
ભવીઅણ પેખીને થાય મનરંગા, જીનઘર શિખર બહુ ઉતંગા.
દેખે પ્રેમે સુર રાય. ૧૧

પુરૂષ સ્ત્રી અતિ પોશાકે સુંદર, આભુષણ ધરે મન રંગ;
હેમ દાગીના દીપે બહુ ભારી, હીરા જડયા ઉતંગ.
હીરા જડયા ઉતંગ બહુ ચુની, લાલ પીળીની શોભા નહીં ઊણી;
વાણી વિનોદ બહુ થાયછે અંદર, પુરૂષ સ્ત્રી અતિ પોશાકે સુંદર.
આભુષણ ધરે મન રંગ. ૧૨

ઇણીપેરે શોભા નગરીની જોઇ, ઝંખામણ પામી મન;
સ્વર્ગપુરી આકાશમાં પેઠી, નવી દેખે કોઇ જન.
નવી દેખે કોઇ જન નિઃશંકા, જયાપાત દરિયામાં લંકા.
ઉપમા નહીં જગ તે સમી કોઇ, ઇણીપેરે શોભા નગરીની જોઇ.
ઝંખામણ પામી મન. ૧૩

ઇણી નગરીમાં રાજ્ય કરે વળી, અશ્વસેન ભુપાળ;
ન્યાયવંત નિરાપક્ષ નિરધારી, દીનદયાળ કૃપાળ.
દીનદયાળ કૃપાળ તે સાચો, દાન ધર્મ જીવ દયાએ માચો;
જીન પુજે તીઉકાળ લળીલળી, ઇણ નગરીમાં રાજ્ય કરે વળી.
અશ્વસેન ભુપાળ. ૧૪

અશ્વસેનજી રાય ગુણગ્રામી, બહુ બુદ્ધિ બળવંત;
વામા નામેછે તાસ પટરાણી, સુદ્ધ મન સમકીતવંત.

સુદ્ધ મન સમકીતવંત ગુણખાણી.નીશદીન શુભ પરીણામેઉલસાણી
જીન ભકિતમાં ન રાખે કાંઇ ખામી,અશ્વસેનજી રાય ગુણગ્રામી.
બહુ બુદ્ધિ બળવંત. ૧૫

દશમા દેવલોક પ્રાણાંતથી ચવીયા, પાર્શ્વજીણંદ ગુણ ગેહ;
ચઇત્રવદ ચોથે ગર્ભ ઠેવંતા, માતા વામા કુખ સ્નેહ;
માતા વામા કુખ સ્નેહ તેમાત, ચઉદ સુપમને પાછલીરાત;
પ્રભાતે રાજા સાથ ઉચરીયા, દશમા દેવલોક પ્રાણાંતથી ચવી
પાર્શ્વજીણંદ ગુણ ગેહ. ૧૬

સ્વામી પેહેલે મેં ગજવર દીઠો, બીજે વ્રષભ બળવંત;
ત્રીજે સુપને કેસરી લીધો, ચોથે લક્ષ્મી ગુણવંત;
ચોથે લક્ષ્મિ ગુણવંત જગમોહે, માળા કુસુમની પાંચમે સોહે;
છઠે ચંદ્ર સીતળ મુખ પેઠો, સ્વામી પેહેલે મેં ગજવર દીઠો.
બીજે વ્રષભ બળવંત. ૧૭

સાતમા સુપને સુરજ સોહે, આઠમે ઇંદ્રધ્વજ સાર;
નવમે કળશ મનોહર દીપે, પદ્મસરોવર નિરધાર;
પદ્મ સરોવર નિરધારતે દશમે, સાગર સુંદર પેખ્યો હરખમે;
બારમે વિમાન દેખી મન મોહે, સાતમા સુપને સુરજ સોહે.
આઠમે ઇંદ્રધ્વજ સાર. ૧૮

રત્નની રાસતો તેરમે દેખી, ચઉદમે નિરધુંમની ઝાળ;
એમ અનુક્રમે મે સુપના નિરખ્યા, સાંભળો દીનદયાળ;

સાંભળો દીન દયાળ મુજવાણી, તેડાવો સુપન પાઠક ગુણખાણી;
કરે વિચાર સુમાવળી પેખી, રત્નની રાસતો તેરમે દેખી.
ચઉદમે નિર્ધુમની ઝાળ. ૧૯

સેવક આવ્યા તવ રાય આદેશે, સુપન પાટકને ઘેર;
સ્વામી પધારો રાજ દુવારે, કરી પ્રેમ ધરી રૂડી પેર;
કરી પ્રેમ ધરી રૂડી પેર તે કાજ, તતક્ષીણ આવી પ્રણમ્યારાજ;
બેઠા આસનપર મન ઉલ્લાસે, સેવક આવ્યા તવ રાય આદેશે.
સુપન પાટકન ઘેર. ૨૦

રાય કહે પાઠકજી સુણો, પેખ્યા રાણીયે ઉદાર;
પશ્ચિમ નિશાયે અલ્પ નિંદ્રામાં, ચઉદ સુપન નિરધાર;
ચઉદ સુપન નિરધાર તે શામદા, તે સફળ સાસ્ત્રે કેવાછે ઉમદા;
સકળ ગુણી ગ્રંથ પ્રકાશી ભણો, રાય કહે પાઠકજી સુણો.
પેખ્યા રાણીએ ઉદાર ૨૧

સુપન પાઠક કહે સુણો નરપતિ, એ ચઉદ સુપન સુખદાય;
સુજસ કીર્તિ વિસ્તરે જગમાં, વયરીનો ભય દુર જાય;
વયરીનો ભય દુર જાયતે જાશે, માતાજી દીનમણી પુત્ર તુમ થાશે;
રિદ્ધિ વૃદ્ધિને આનંદ રતિ, સુપન પાઠક કહે સુણો નરપતિ.
એ ચઉદ સુપન સુખદાય ૨૨

તવ રાજા મન હર્શ બહુ પામ્યા, રાણી મન હરખ નમાય;
સુપને પાઠકને દાન બહુ દીધું, હર્શથી મંગળ ગાય;

હર્શથી મંગળ ગાઇને દેવે, આશીર્વાદ દઇ પાઠક લેવે;
ગયા પાઠક બહુ આણંદ જામ્યા, તવ રાજામન હર્શ બહુપામ્યા.
રાણી મન હરખ ન માય ૨૩

પ્રાણાંત દેવ લોકથી પાર્શ્વજીન ચવીયા, ચઇત્રવદ ચોથ સુભયોગ;
શુભ નક્ષેતરે માતાજી કુખે, આવ્યા તજી સ્વર્ગના ભોગ;
આવ્યાતજી સ્વર્ગના ભોગતે જામ, આસન કંપ્યું ઇંદ્રનુ તામ;
વંદનકાજેસઉઇંદ્ર સંચરીયા,પ્રાણાંતદેવ લોકથી પાર્શ્વજીનચવીયા
ચઇત્રવદ ચોથ સુભયોગ. ૨૪

માતા વામા દેવી આગળ આવ્યા, ઇંદ્ર સઉ તેણીવાર;
પ્રસંશા કરે માતાજી કેરી, પુન્યવંત ગુણ ભંડાર;
પુન્યવંત ગુણ ભંડાર ગુણ ગ્રામી, ત્રણ ભુવનનો નાયક પાંમી;
સુપ્ર અર્થ વળી ઇંદ્ર ઉચરીયા, માતા વામાદેવી આગળ આવ્યા.
ઇંદ્ર સઉ તેણીવાર. ૨૫

વળી માતાજી એ ચઉદ સુપન્ન, ઉત્તમ ફળ નીખાણ.
સુજસ કિર્ત્તી પ્રસવે ભારી, કલ્પ વ્રક્ષ સમાન.
કલ્પ વ્રક્ષ સમાનથી સાર થાશે, પુત્ર ત્રીલોકી આધાર.
ધરશે જોગી જતી ધ્યાન શુભ મન,વળી માતાજીએ ચઉદસુપન.
ઉત્તમ ફળ નીખાણ. ૨૬

એણીપેરે સુપન અર્થ પ્રકાશી, મળી ચોસઠે ઇંદ્ર.
નંદીસર જઇ મોહોચ્છવ કરતા, ચ્યવન કલ્યાણીક રંગ.

ચવણ કલ્યાણીક રંગથી કરી, જીન ગુણ ગાવે ઉલટ ધરી.
હર્શભેર જાય નિજ આવાસી, એણીપેરેસુપન અર્થ પ્રકાશી.
મળી ચોસઠે ઇંદ્ર. ૨૫

ડોળા નરપતિ પુરતા તામ, માતા મન હરખ ન માય;
જીન પુજે બહુ ભાવસું દીનદીન, સખીયો સાથ ઉછાંહ.
સખીયો સાથ ઉછાંહ ગુણગાતે, સર્પ દીઠો એક અંધારી રાતે.
કર ઊંચો કર્યો રાયનો તામ, ડોળા નરપતિ પુરતા નામ.
માતા મન હરખ નમાય. ૨૮

પ્રભાતે વ્રતાંત પુછતા રાય, ભાખે રાણી ગુણ ગેહ.
તિમિર રયણીમાં સર્પ મેં દીઠો, તુમકર ઊંચો કરેહ.
તુમકર ઊંચો કરેહ તેવારે, રાય વિચારે એ ગર્ભ પ્રભાવે,
નામ ઠેવશું પ્રભુ પાર્શ્વ કુમાર, પ્રભાતે વ્રતાંત પુછતા રાય.
ભાખે રાણી ગુણ ગેહ. ૨

અનુક્રમે પુરણ માસજ બહુ પોસ દશમ સુખકાર.
કૃષ્ણપક્ષ વિશાખા યોગે, જનમ્યા પાર્શ્વ કુમાર,
જનમ્યા પાર્શ્વકુમાર દયાળા, સાતે નરકે થયા અજવાળા.
થાવરને પણ સુખ બહુ થયા, અનુક્રમે પુરણમાસજ બહુ.
પોસ વદ દસમ સુખકાર. ૩

તવ છપ્પન દીગ કુમરી આવે પ્રભુ મુખ જોવા કાજ.
અષ્ટ મંગળાદિક કરમાં ધારી, વંદવા કાજ માહારાજ,

વંદવા કાજ માહારાજ ઉછાહે, આણંદ અંગ ન માય.
કરે સણગાર બહુ હર્શથી ભાવે, તવ છપ્પન દીગ કુમરી આવે.
પ્રભુ મુખ જોવા કાજ. ૩૧

અનુક્રમે છપ્પને દીગ કુમારી, આવે કહું તસ પાઠ.
અધોલોકની આઠ કુમારી, ઉર્ધ લોકની આઠ.
ઉર્ધ લોકની આઠપ્રત્યેકની, પુર્વ પશ્ચિમ દક્ષિણ રૂચકની.
ઉત્તર વિદિશીની આઠ આઠ સુરી, અનુક્રમે છપ્પને દીગ કુમારી.
આવે કહું તસ પાઠ. ૩૨

અધો લોકની આઠ કુમારી, આવી નમી પ્રભુ માય,
જો જન એક અશુચી ટાળંતી, ધરી મન ઉછાંય
ધરી મન ઉછાંય બહુ ધારી, ઉર્ધ લોકની આઠ કુમારી
જળ કુસુમ બહુ વરસાવે ભારી, અધો લોકની આઠ કુમારી.
આવી નમી પ્રભુ પાય. ૩૩

આઠ કુમારી પુર્વ રૂચકની, ધરી દરપણ ખુશ થાય.
દક્ષિણની આઠ કળશા ધરતી, પશ્ચિમની ધરે પંખાય.
પશ્ચિમની ધરે પખાયતે આઠ. ધરે ઉત્તરની ચામર હાથ.
વિદિશીની ચારચાર દીપ રક્ષકની, આઠ કુમારી પુર્વ રૂચકની.
ધરી દરપણ ખુશ થાય. ૩૪

એણીપેરે છપ્પને દીગ કુમારી, ગુણ ગાવે પ્રભુ પાસ.

કેળતણાં ત્રણ ઘર કરીને મર્દન સ્નાન ઉલ્લાસ.

મર્દન સ્નાન ઉલ્લાસથી કેરે, સજી સણગાર પ્રભુમુકાછે ઘરે

હિતેરછું નીજ ધામે પરવરી એણીપેરે છપ્પને દીગ કુમારી.

ગુણ ગાવે પ્રભુ પાસ. ૩૫

ઇતિ પ્રકરણ ૧ લુ સમાપ્ત.

**દોહરો.**

પ્રથમ વિભાગે એ કહ્યો, પાર્શ્વ તણો અધિકાર;

વાંચો ભણો સુખે સુણો, આગળ વાત રસાળ.



# प्रकरण २ जुं प्रारंभ.



दोहरो.

બીજે સરગે પાર્શ્વનો, મોહોત્સવ કરે સુરરાય;
વાદ કમઠ સહુ સાંભળો, હર્શ ધરી મનમાંય. ૧

રાગ ચંદ્રાવળાના

તતક્ષણ આસન ઇંદ્રનુ કંપ્યું, હરિ ચિન્તવે તામ;
અવધિ જ્ઞાને નિરખતા જાણ્યું જનમ્યા સ્વામ;
જાણ્યુ જનમ્યા સ્વામ સુખકારી, તેડાવ્યા શક્ર ઇંદ્ર તેવારી;
ઘંટ બજાવ્યો સુઘોષાહુ જપું, તતક્ષીણ આસન ઇદ્રનુ કંપ્યું
હરિ મન ચિન્તવે તામ. ૩૬

ઇંદ્ર આ દેશે શક્રતવ ઉઠયો, કીઘો સુઘોષા નાદ;
પ્રભુ જન્મ મોહોચ્છવ કારણે સઉ, આવજો આણે સાદ;
આવજો આણે સાદતે આજ, નંદીસર અઠાઇ મોહોચ્છવકાજ;
સજથયા સુરમન આણંદ ઉઠયો, ઇંદ્ર આ દેશે શક્રતવ ઉઠયો.
કીધો સુઘોષા નાદ. ૩૭

પાલક નામે વૈમાનમાં બેઠા, હરી બહુ ધરી આણંદ;
પાર્શ્વ જીણંદનું મુખડુ જોવા, તોડવા ભવો ભવ ફંદ;
તોડવા ભવોભવ ફંદ નિરધારી, નાગ હવકાસર કેશરી સ્વારી;

છાગ ગરૂડ ચડયા કેઇ જોષ્ટા, પાલક નામે વૈમાનમાં બેઠા.

હરી બહુ ધરી આણંદ. ૩૮

મીત્ર નારીના પ્રેર્યા કેઇ આવે, કેઇ ધરી મન આણંદ.

કેઇકેઇ નાહીક જોવાને કાજે, કેઇ ભકિત કરવા જીણંદ.

કેઇ ભગ્તિ કરવા જીણંદની આશ, વાહન વૈમાને શંકણ આકાશ.

ન સુઝે સુર્ય પ્રકાશ તે વારે, મીત્ર નારીના પ્રેર્યા કેઇ આવે.

કેઇ ધરી મન આણંદ. ૩૯

ધરી આણંદ સઉ સહીયર આવે, વિનચે વંદી પ્રભુ માન.

પંચરૂપહરિ પ્રગટ કરીને, એક રૂપે પ્રભુ ધરે હાથ.

એક રૂપે પ્રભુ ધરે હાથ બહુ ઠાહે, એક રૂપે છત્ર ધરે શીર નાથ.

બે રૂપે બે બાજુ ચામર ઢાળે, ધરી આણંદ સઉ સુરવર આવે.

વિનચે વંદી પ્રભુ માન ૪૦

એક રૂપે હરિ પ્રભુની આગળ, ઉલાળે વજ ઉમંગ.

મેરૂ પર્વત જઇ સિંહાસણે ઠવતા, ઇંદ્ર ચોસઠ મળીયા રંગ.

ઇંદ્ર ચોસઠ મળીયા રંગ ગુણગ્રામી, ક્ષીરોદ્ધી માધવ વર ધામી

વળી લાવ્યા શુ ગંગાજળ, એક રૂપે હરિ પ્રભુની આગળ.

ઉલાળે વજ ઉમંગ. ૪૧

આઠ જાતના કળશ ભરીને, અભિષેક અઢીસેંહ જાણ

ચંદન કુસુમે પુજા આરતી, કરતા ગીતને ગાન,

કરતા ગીતને ગાન બહુ નાટ, વળી આળેખે મંગળ આઠ.

હરખીત થાય ઓચ્છવ કરીને, આઠ જાતના કળસ ભરીને.

અભિષેક અઢીસેહ જાણ. ૪૨

આણંદભેર એમ ઓચ્છવ કરીયા, મુકયા માતાજી પાસ.

કુંડળ જુગલ વસ્ત્ર ઓસીકે, ગેડી દડો રત્નમાં વાસ;

ગેડી દડો રત્નમાં વાસ તે મુકે, કોડ બત્રીસ સહસ સોનૈયા સુખે.

વરસાવી સઉ ઇંદ્ર સંચરીયા, આણંદભેર ઓચ્છવ કરીયા.

મુકયા માતાજી પાસ. ૪૩

ઇંદ્રપતિ તવ ઉચર્યા વાણી, સાંભળો સઉજન ભેદ.

પ્રભુ માતાપર રોષ જે ધરશે, તસ શિર થાશે છેદ.

તસ શિર થાશે છેદ તે સહી, પ્રભુ અંગુઠે અમૃત વહી,

ગયા નંદીસર અઠાઇ જાણી, ઇંદ્રપતિ તવ ઉચર્યા વાણી.

સાંભળો સઉજન ભેદ. ૪૪

ઇણીપેરે ઇંદ્ર ચોસઠે મળી, નંદીસર અડાઇ સાર.

કરવા પ્રીતથી સાથ સંચરીયા, જન્મ મોહોચ્છવ કિરતાર

જન્મ મોહોચ્છવ કિરતારનો કરે, અડાઇ મોહોચ્છવ ભાવ નિરમળે

ગુણ ગાતાં દુઃખ જાયછે ટળી, ઇણીપેરે ઇંદ્ર ચોસઠ મળી.

નંદીસર અડાઇ સાર. ૪૫

તતક્ષીણ રાજા વધાઇ પામ્યા, જનમ્યા પુત્ર સુખકાર

સાકર શ્રીફળ વેંહેંચિયા ભારી, કેદી છોડયા તતકાળ;

કેદી છોડયા તતકાળ તે સહુ, આણંદ મંગળ વરત્યોછે બહુ;

દીવાળીથી અધિક દીન જામ્યા, તતક્ષીણ રાજા વધાઇ પાંમ્યા.
જનમ્યા પુત્ર સુખકાર ૪૬

ઘેર ઘેર તોરણ બાંધ્યા છે ભારી, ઓહોચ્છવ નવ નવે રંગ;
રાજ કાજ વેહેવાર સઊ મુકી, ધરતા મન ઉછરંગ;
ધરતા મન ઉછરંગ તે આજે, દશદીન ઓચ્છવ માંડયોછે રાજે;
દ્વાદશમે દીન નાત જમાડી, ઘેર ઘેર તોરણ બાંધ્યાછે ભારી.
ઓહોચ્છવ નવનવે રંગ. ૪૭

શુભ મુરત શુભ નક્ષેતર જોઇ, ગ્રહપણ ઉત્તમ સોય,
પાર્શ્વ કુમાર શુભ નામ થાપતાં, જય જય શબ્દો બહુ હોય;
જય જય શબ્દો બહુ હોય સઉ સુખ, દીન જાચકની ભાગીછે ભુખ.
નરહ્યુ નગ્રે દરિદ્રિ કોઇ, શુભ મુરત સુભ નક્ષેતર જોઇ
ગ્રહપણ ઉતમ સોય. ૪૮

અનુક્રમે દીર્ઘવય પામતા જાય, સુદ બીજ શશીપરે સ્વામ;
કાંતી દેખી રવી મુખ સંતાડે, થાય જોબનવય જામ;
થાય જોબન વય જામ ગુણધારી, માતપીતા દિક હરખ અપારી;
સજ્જન કુટુંબ મન હર્શ ન માય, અનુક્રમે દીર્ઘ વય પામતા જાય.
સુદ બીજ શશીપરે સ્વામ. ૪૯

જોબન વયે પ્રભુ પાર્શ્વજી પોહોત્યા, કર્યો મન વિચાર;
સકળ સુખ ઠામે ગુણ ધામી, રૂપે રંભા સમાન;
રૂપે રંભા સમાન રાય બેટી, પ્રભાવતી અકળ ગુણ પેટી;

પાણીગૃહણ પ્રભુ પાર્શ્વનું કરતા,જોબન વય પ્રભુ પાર્શ્વજી પોહોત્યા
કર્યો મન વિચાર. ૫૦

સોના રૂપાને સોગટે બાજી, રમતા પાર્શ્વકુમાર;
ઇંદ્ર ઇંદ્રાણી દેખીને પાંમે, મનમાંહી હર્ષ અપાર;
મનમાંહી હર્ષ અપાર તે વેળા, મળી પુરજન સરવે ભેળા;
જાય નગરના બહાર બહુ રાજી, સોના રૂપાના શોગટે બાજી.
રમતા પાર્શ્વ કુમાર. ૫૧

થાળ પુજાપા કેશે ભરીને, ખાન પાન વિષેક;
બહુ ઠાઠે તે સઉ સંચરીયા, પુર બાહીર અનેક;
પુર બહાર અનેક તે વાર, તતક્ષિણ પુછે પાર્શ્વકુમાર;
જાઓ તમો ક્યાં સર્વ મળીને, થાળ પુજાપા કેશે ભરીને.
ખાન પાન વિષેક. ૫૨

પ્રશ્ન સાંભળી રૈયત બોલે, સાંભળો રાય સુજાણ;
કમઠ જોગીસર તપસ્યા કરે, પુરબાહીર જે રાન;
પુર બાહીર જે રાન તે માંહી, અગ્નિ પરજાળી તપ કરેછે તાંહી;
નહીં તપસી કોઇ તેહની તોલે, પ્રશ્ન સાંભળી રૈયત બોલે.
સાંભળો રાય સુજાણ. ૫૩

હાથમાં મોટી માળા તે ધારે, ગળામાં રૂદ્રની માળ;
સિંહ ચામડનું બીછાણું તેહનું, કાન ફાડી મુંદ્રા ઘાલ;
કાનફાડી મુંદ્રા ઘાલ તે ઘાલે, કાષ્ટ ખડકી પંચ અગ્નિ પરજાળે;

તેહને વંદન જઇએ આ વારે, હાથમાં મોટી માળા તે ધારે.

ગળામાં રૂદ્રની માળ. ૫૪

પાર્શ્વકુમાર તામ મનમાં ચિંતે, જોવાને તપસી એહ;

ખડો જ્ઞાની છે કેવો તે યોગી, દેખવા ચાલ્યા સ્નેહ;

દેખવા ચાલ્યા સ્નેહ તે આવ્યા એહનાં નેણજોઇ અચરિજ પામ્યા;

કરે તપસ્યાઓ અજ્ઞાન રીતે, પાર્શ્વકુમાર તામ મનમાં ચિંતે.

જોવાને તપસી એહ. ૫૫

પાર્શ્વ પ્રભુજી તપસીને પુછે, સુણો જોગી જપધામ;

કોણ દેશના વતની છો તુમે, શુંછે તમારૂં નામ.

શુંછે તમારૂ નામ કહો ખરૂં, કીયાં વસેછે તમારો ગુરૂ.

અગ્નિકાષ્ટમાં કહો ફળ શુંછે, પાર્શ્વ પ્રભુજી તપસીને પુછે.

સુણો જોગી જપધામ. ૫૬

કહે તપસી સુણો ખડે રાજન, હમ વાશી વનવનઃ

આજ અહીં કાલ દુસરે વસીયે, નહીં એક આસન,

નહી એક આસન હમ ધામ, કમઠ જોગીસર મેરાહે નામ;

જ્ઞાની હમ ગુરૂએ દાખ્યા હેધન, કહે તપસી સુણો ખડે રાજન.

હમ વાશી વનવન. ૫૭

રાય કહે શુંધનછે તેમાં, નહીં પુન્ય પ્રાપ્તિ લગાર;

કાન ફાડીને લંગોટી મારી, ફાકટ માળા કરધાર;

ફાકટ માળા કરધાર તે ધારી, દયા ધર્મ નહી જાણો લગારી;

રાખ ચોળે કહો ફળશું એમાં, રાય કહે શુ ધનછે તેમાં;
નહી પુન્ય પ્રાપ્તિ લગાર. ૫૮

તપસી કહે સુણો રાજવી ખાતા, ખેલો અશ્વ થઇ સ્વાર;
ખાનપાન ભોગ ઉપભોગ કેરા. જાણો ભેદ નીરધાર;
જાણો ભેદ નીરધાર તેતુજ. જોગીકે મત હે બહુ ગુજ;
મતકોછેડો અમ કહેતે વિખ્યાતા.તપસી કહે સુણો રાજવીખાતા
ખેલો અશ્વ થઇ સ્વાર. ૫૯

રાય કહે કુણ તેરાહે ગરૂ, જીણે દીધી તને કષ્ટની શીખ.
ધર્મ ભેદ નવિ પીછાણે તેણે, આપીછે તુજને દીક્ષ.
આપીછે તુજને દીક્ષ અસારી વસે વનમાં પશુ પક્ષ ભીખારી;
શું દેખાડુ સુખફળ ખરૂ, રાય કહે કોણ તેરા હે ગુરૂ.
જીણે દીધી તને કષ્ટની શીખ. ૬૦

તામ તપસી મન ક્રોધથી બોલે, હમ ગુરૂ હે ગુણવંત;
અગ્નિકાષ્ટમાં ફળ છે ભારી, પરભવ ધન બહુ દંત;
પરભવધન બહુ દંત તે દેવે, કંચન કામની આભવ નશેવે;
નહીં આવે કોઇ હમગુરૂ તોલે; તામ તપસી મન ક્રોધથી બોલે.
હમ ગુરૂ હે ગુણવંત.

રાય કહે સુણ જોગી હીણમતિ, દયા ધરમકા મુળ;
તેહનો અંશ નહી તુજમાં કાંઇ, ક્યા કરે ફોકટ ફુલ;
ક્યા કરે ફોકટ ફુલ અપારી, ઊંડા આલોચી જો નિરધારી;

તપ જપ ફળ નહીં પામીશ રતી,રાય કહેસુણોજોગી હીણમતિ
દયા ધરમકા મુળ. ૬૨

તવ જોગી માન મુકીને બોલે, સુણો મહિપતિ સુજાણ,
બાત દયાકી દાખવો અમકુ, ભુલ ચુક ક્ષમા માન;
ભુલચુક ક્ષમામાન અમારી, ડાગડમાળ સામ દુર નિવારી;
ઉપકાર માનીશ હું તારો અતોલે, તવ જોગી માન મુકીને બોલે.
સુણો મહિપતિ સુજાણ. ૬૩

સેવકને તવ રાય ફરમાવે, કાષ્ટપર જળતું જેહ;
ચીરાવી નાગ માંહેથી કાઢયો, પરજળતી તસદેહ.
પરજળની તસ દેહતે ભાળી નવપદ મંત્ર તુર્ત સંભળાવી.
નાગ ધરણીંદ્ર પદવીને પાવે.સેવકને તવ રાય ફરમાવે.
કાષ્ટપર જળતું જેહ. ૬૪

તવ જોગી મુખ ઝાંખો બહુ પડયો, ભરાણો ક્રોધે અપાર;
નગ્રલોક સઉ ફીટ ફીટ કરતા, પહોચ્યા નગ્રમોઝાર
પહોચ્યા નગ્રમોઝાર પછવાડી, અજ્ઞાન કષ્ટથી કમઠ અવતારી;
મરી પરભવ મેઘમાળી તે થયો,તવજોગી મુખ ઝાંખોબહુ પડયો.
ભરાણો ક્રોધ અપાર. ૬૫

પાર્શ્વકુમારને નગ્રી પ્રસંશે, વાધીછે કિર્તી અપાર.
ગામ બધામાં જય જય શબ્દો, વર્ત્યોછે સુજસ અપાર.
વર્ત્યો છે સુજસ અપાર સઊગામે, ભોગવે નવ નવા સુખ અનુક્રમે

જૈન મંડળી હિતેચ્છુ સુખવેલશો, પાર્શ્વકુમારને નમી પ્રસંશે.

પાધીછે કિર્તી અપાર, ૬૬

દોહરો.

બીજો સર્ગ એ કહ્યો, પાર્શ્વતણો અધિકાર.

મન સ્થીર રાખી સાંભળો છે બહુ વાત રસાળ.



# प्रकरण ३ जुं प्रारंभ.



દોહરો.

ત્રીજે સરગે સાંભળો, દાન દીએ કિર્ત્તાર;
દિક્ષા મહોચ્છવ સુર કરે, વરઘોડા (નો) વિસ્તાર. ૧

રાગ ચંદ્રાવળાનો.

એકદીન રાણી સંગ બહુ પ્રીતે, વસંત ખેલવા કાજ;
પાર્શ્વ પ્રભુજી વનમાં ફરતા, પ્રાસાદ દેખ્યું જીનરાજ;
પ્રસાદ દેખ્યું જીનરાજ તે ધામ, જઇ બેઠા પ્રભુ પાર્શ્વ તેઠામ
જોઇ ચિત્રામણ વિચાર્યું ચિતે, એક દીન રાણી સંગ બહુ પ્રીતે
વસંત ખેલવા કાજ. ૬૭

નવભવ નેહ રાજુલનો છોડી, નેમી જીનેશ્વર દેવ
સંજમ લઇ પ્રભુ મુકિત સધાવ્યા, કોડી સુર સારે સેવ
કોડી સુર સારે સેવ થઇ રાગી. તતક્ષિણ હુવા પાર્શ્વ વૈરાગી
ચિત્ર જોઇ મદમાનને મોડી, નવભવ નેહ રાજુલનો છોડી
નેમી જીનેશ્વર દેવ. ૬૮

લોકાંતીક સુર ઉચરે વાણી. કરજોડી નિરધાર
સંજમ સમય આપ થોડોછે બાકી, નાથ પધારો નિજદ્વાર
નાથ પધારો નિજદ્વાર તે જુવે, રાણી પ્રભાવતી ખીણ ખીણ રુવે.

સમજાવે માતપિતા ગુણખાણી, લોકાંતીક સુર ઉચરે વાણી
કરજોડી નિરધાર. ૬૯

વરશીદાન પ્રભુ પાર્શ્વજી દેવે, કાપે દુઃખી દીન દુઃખ
દાળીદ્ર ખટ માસનું નાશે, રોગ ક્ષય થાય બહુ સુખ
રોગ ક્ષય થાય બહુ સુખ તે થાયે, જાચક માગવા જે તીહાંજાય
આસ સરવેની પુરે સુરતેવે, વર્શીદાન પ્રભુ પાર્શ્વજી દેવે
કાપે દુઃખી દીન દુઃખ ૭૦

જાવત ભોગ કરમ ક્ષય જાણી, ધરતા મન વૈરાગ
સુખભર ત્રીસ વરસ ઘર વાસે, વશિયા પાર્શ્વવ કુમાર
વશિયા પાર્શ્વવ કુમાર માહારાજ, દીક્ષા મહોચ્છવ કરવા કાજ
આવે સુરમન ઉલટ આણી, જાવત ભોગ કરમક્ષય જાણી
ધરતા મન વૈરાગ. ૭૧

ચોસઠ ઇંદ્ર મળીઆ તે વારે, તિરથ ઓષધિ શ્રેષ્ટ
આઠ જાતના કળશ ભરીને, એક સહસને અષ્ટ
એક સહસને અષ્ટ શુભ ભરે, પ્રથમ અભિષેક રાયજી કરે
પાછળ સુર અભિષેક ઉદારે, ચોસઠ ઇંદ્ર મળીઆ તેવારે
તિરથ ઓષધિ શ્રેષ્ટ. ૭૨

અલંકર્યા સુર તરૂનીપેરે, દેવ નચુકે વિવેક
શિબિકાપર સુંદર શોભિત, સિંહાસણ કીધું એક
-સિંહાસણ કીધું એક તે ઠામ, બેઠા પાર્શ્વવ પ્રભુજી સ્વામ

કાંતી દેખીને રવિ થિર રહે. અલંકર્યા સુરતરૂની પેરે
દેવ ન ચુકે વિવેક. ૭૩

દક્ષિણ દિશાએ વડેરી બેઠી, પાટસાટક લઇ હાથ
વામ દિશે આમઘાતરી સોહે, ધરી શણગાર બહુ ઠાઠ
ધરી શણગાર બહુ ઠાઠ તે પાછળ, ધરે છત્ર એક જોવનાં આગળ
ઇશાન ફળ કરનાર તે શ્રેટી, દક્ષિણ દિશાએ વડેરી બેઠી
પટસાટક લઇ હાથ. ૭૪

અગ્નિ ખુણમાં એક જોવનાસોહે, રત્નમય પંખો હાથ
ચલત શિબિકા ગુણ ગાવતી, સર્વે મળીને સાથ
સર્વેમળીને સાથ તે જોતી, નવનવા મંગળ ગીતો તે ગાતી
જેણી વાણીએ આભ મંડળ મોહે, અગ્નિખુણમાં એક જોવનાસોહે
રત્નમય પંખો હાથ. ૭૫

શક્ર ઇશાન તો ચામર ઢોળે, વાજીંત્રનો નહીં પાર
અષ્ટમંગળ સુભ આગે ચલંતા, ઇંદ્રધ્વજા ઝણકાર
ઇંદ્રધ્વજા ઝણકાર તે ભારે, સુર વધુ પેખી પ્રણામ કરે
ભક્તિ ભાવે જય જય સુર બોલે, શક્ર ઇશાન તો ચામર ઢોળે
વાજીંત્રનો નહીં પાર. ૭૬

બડા આડંબરે નરઘોડો ચડીઓ, સંક્ષેપ કહુ વિસ્તાર
નીશાન ડંકાનો અવાજ થાવે, તે મેઘ ગર્જના ધાર
તે મેઘ ગર્જના ધારથી ભારી, કરે ખુંખારા અતુલ તોખારી

સોવન લગામ પાય અમુલ ઝાંઝરીયા, બડા આડંબરે વરઘોડો
ચડીઓ. સંક્ષેપ કહુ વિસ્તાર. ૭૭

વળી વિષેક ગજપર સોહે, અંબાડી રત્ન જડીત
ગજ સુંઢ ચામર ફરકે ચોદીશ, ચાલે મન મદ ધરીત
ચાલે મન મદ ધરીત બહુ હાથી, ભમર ગુંજારે મદ ઝરેછે જ્યાંથી
તે દેખી અયરાવણ મોહે, વળી વિષેક ગજપર સોહે
અંબાડી રત્ન જડીત. ૭૮

સોવન રથમાં રીખવ જોતરીયા, તસ સીંગ રત્ન જડીત
ઝાંઝરના ઝણણાટ બહુ થાવે, વાત ન શ્રવણ પડીત
વાત ન શ્રવણ પડીત સંભળાયે, વાજીંત્ર નાદ ભુગળ બહુ થાયે
ત્રાંસા ઢોલ પડગમ પાયદળીઆ, સોવન રીખવ જોતરીયા
તસ સીંગ રત્ન જડીત. ૭૯

પેહેરી સુંદરીઓ સણગાર સઉ, ગાવે ગીત ઉલાશ
મધુર સ્વરે સુર વધુ ગુણ ગાતી, લળી લળી મન બહુ હોંશ
લળી લળી મન બહુ હોંશ રંગમચ્ચે, આવ્યો વરઘોડો પુરને વચ્ચે
શોભાથી જન મન થંભીજ રહ્યું, પેહેરી સુંદરીઓ સણગાર સઉ
ગાવે ગીત ઉલાશ. ૮૦

પોળ પોળેથી શેરીએ શેરી, આવે ઘરોઘરથી તમામ
પુરૂશ સ્રીને બાળકો આવે. જુએ બજારની માંહી
જુએ બજારની માંહી તે ભાવે, વરઘોડો જોઇને આનંદ પામે

થરથર કંપ્યા મોહાદિક વયરી, પોળે પોળેથી શેરાએ શેરી
આવે ઘરોઘરથી તમામ. ૮૧

દેવ દેવી નર નારીઓ મળે, કરે પ્રણામ પ્રભુ પાસ
કુલ માંહીન મણી સમ તુમે પ્રગટયા, જીતજો મોહ બલરાય
જીતજો મોહ બળરાય થઇ સુર, કષાય લશકર કરજો ચકચુર
કાપ્યું દાળીદ્ર જીમ દાનના બળે દેવ દેવી નર નારીઓ મળે.
કરે પ્રણામ પ્રભુ પાસ. ૮૨

અનુક્રમે પ્રભુ પાર્શ્વ ગુણ ગ્રામી, આવીઆ નયરીની બાર
આશ્રમ પદ ઉધ્યાનમાં ઉતર્યા, વરઘોડેથી કિર્તાર
વરઘોડેથી કિર્તાર તતક્ષ, સુદર શોભિત અશોક વૃક્ષ
ભાવ ધરી પ્રભુ અંતર જામી, અનુક્રમે પ્રભુ પાર્શ્વ ગુણ ગ્રામી
આવીઆ નયરની બહાર. ૮૩

અઠમ તપ બહુ ભાવે કરીને ધરી સુકળ મન ધ્યાન
મોહરાયને જીતવા કાજે તજ્યા આભુષણ તમામ
તજ્યા આભુષણ તમામ તેવારી, સણગાર આભુષણ મુલના ભારી
સંજમ સુભટ શું સ્નેહ ધરીને, અઠમ તપ બહુ ભાવે કરીને
ધરી સુકળ મન ધ્યાન. ૮૪

પોશવદ એકાદશીદને, ત્રણસયા પરીવાર
સુણ ગીરૂવો પ્રભુ પાર્શ્વજીને પ્રેમે. ઉચરે મહા વ્રતચાર
ઉચરે મહા વ્રતચાર સુખકારી, જય જય સબ્દોવરત્યા તેવારી

ગાય ગીતો ઇદ્રાંણી સુભ મને, પોસવદ એકાદશીદને
ત્રણ સયા પરીવાર, ૮૫

મનપર જજવતપ તુર્ત ઉપન્યું, ખંધ ધરે જગદીશ
દેવદુષ ઇંદ્ર તવદીધું રહેશે વરસ ચતતીશ
રહેશે વરસ ચતતીશ તે સહી. કાઉસગ્ગ રહે પભુ પાર્શ્વજી તહી
સુરનર નારીનું મનડું હરખ્યું, મનપર જજવતાપ તુર્તજ ઉપન્યું
ખંધ ધરે જગદીશ. ૮૬

સાથ સુરવરનો સરવે ભાવે, જાતા નંદીસર ધામ
દિક્ષા મહોચ્છવ કરતાં ભારી. કરે ગીત નટગાન
કરે ગીત નટગાન તે તહીં, માતપિતા પ્રભુ પાર્શ્વવને અહીં
વદી સુર નીજ ધામે સહુ જાવે, સાથ સુરવરનો સરવે ભાવે
જાતા નંદીસરધામ, ૮૭

**દોહરો.**

ઇણીપેરે પાર્શ્વવ પ્રભુ હવે, આણી મન વૈરાગ;
દિક્ષા લઇ મુનીવર થયા, હું વદું ધનભાગ્ય.



# પ્રકરણ ૪ થું પ્રારંભ.



દોહરો.

સહન કરે પ્રભુ પાર્શ્વજીન, કમઠ તણો ઉપસર્ગ;
ભવ્ય તરે શુણી દેશના, પામે તે અપવર્ગ. ૧

રાગ ચંદ્રાવળાનો

પ્રથમ પારણું પાર્શ્વજીન કેરૂં, સારથ ધન ઘેર જાણ
પંચ દિવ્ય પ્રગટ કરંતા, સુરવર થઇ સાવધાન
સુરવર થઇ સાવધાન સઉતે હવે, મુક્તિ સુખ પ્રભુ તેહને દેવે
દાન સુપાત્ર સમ ફળ ન અનેરૂ, પ્રથમ પારણું પાર્શ્વજીવ કેરૂં
સારથ ધન ઘેર જાણ, ૮૮

અનુક્રમે પાર્શ્વજીન વિચરંતા આવ્યા, કાડંબરી અટવી મોઝાર
કુંડ નામે સરોવર સુભ સોહે, જલ કમળ તણો ભંડાર
જળ કમળ તણો ભંડાર તે ઠામ, ધન્ન લોક વળી ધન્ન તે ગામ
મન મોહન મેળા મન ભાવ્યા, અનુક્રમે પ્રભુ પાર્શ્વજીન વિચ-
રંતા આવ્યા. કાડંબરી અટવી મોઝાર. ૮૯

ખટ કાયાના રક્ષક સ્વામી, કાઉસગ્ગ રહે તીણ ઠામ
વનવાશી તીહાં ગજવર આવે, જળ સુંઢ ભરી તે ધામ
જલ સુંઢ ભરી તે ધામ તે આવે, ન્હમણ કરે પ્રભુ પાર્શ્વજીને ભાવે

કમળ ચઢાવે ગજગુણ ગ્રામી, ખટકાયાના રક્ષક સ્વામી
કાઉસગ્ગ રહે તીણ ઠામ. ૯૦

તવ તુર્ત તીહાં તીર્થ થાપ્યું, કળી કુંડ એહેવે નામ
તે હસ્તી દેવ ગતીને પામ્યો, પર્મસુખનું ધામ
પર્મ સુખનું ધામ તે પામી, જીન પુજે સુખની નહીં નહીં ખામી
દ્રવ્ય ભાવ પુજે સુખ પ્રગટયું, તવ તુર્ત તીહાં તીર્થ થાપ્યું.
કળી કુંડ એહેવે નામ. ૯૧

અનુક્રમે કે। શુભ વનની માંહી, ધરણીદ્ર સુર તેણી વાર
પ્રિયા સહિત પ્રભુ પાર્શ્વને વંદી, ત્રણ દીન ફણી શિરધાર
ત્રણ દીન ફણી શિરધાર તે ધારે, આહીં છત્રા નગરી તીહાં ભારે
વશે સુખધામી સમ તાહીં, અનુક્રમે કે। શુભ વનની માંહી
ધરણીદ્ર સુર તેણી વાર. ૯૨

પાર્શ્વ પ્રભુજીન વિહાર કરંતા, વડ હેઠલ નિરધાર
રયણ સમય પ્રભુ કાઉસગ્ગ રહેતા, કરમ કરવા ખુવાર
કરગ કરવા ખુવાર તે વારી, થયો કમઠ જે મરી મેઘ માળી
વિભંગે જોઇ આવ્યો ક્રોધવંતો, પાર્શ્વ પ્રભુજી વિહાર કરંતાં
વડ હેઠલ નિરધાર. ૯૩

ઉપસર્ગ કરવા માંડયા બહુ ભારી, શી કહું તેહેની વાત
ગગન ગર્જના કરી ચઉદીશી, ચઉદીશી વીજળી ઝણણાટ
ચઉદીશી વીજળી ઝણણાટ બહુ થાવે, ગગન વાદળી જળવરસાવે

ઘોર ઘટા તીહાં વાધી અપારી ઉપસર્ગ કરવા માંડયો બહુ ભારી
શી કહું તેહેની વાત. ૯૪

ચોદીશ વીજળી ઝબુકા દેવે, જાણે સૂરજનો પ્રકાશ
ઘોર રયણીમાં દીપે બહુ ભારી, થાતી વીજળી આકાશ
થાતી વીજળી આકાશ બહુ દીપે, મેઘ ગર્જનાથી પર્વત કંપે
મેઘ આડંબર કીધો બહુ તેવે, ચોદીશ વીજળી ઝબુકા દેવે
જાણે સૂરજનો પ્રકાશ. ૯૫

વાદળીયું જળ ભરવા જાવે, મેઘ માળી આદેશ
બહુ સુરથી ક્ષીણ ક્ષીણમાં લાવે, અત્યંત જળ વિષેશ
અત્યંત જળ વિષેશથી ભારી, નાખી જળને જાય પરીવારી
એમ અનુક્રમે અન્યોઅન્ય આવે, વાદળી જળ ભરવા જાવે
મેઘ માળી આદેશ. ૯૬

મુશળ ધારાએ જળ બહુ વરસ્યું, પણ નવીચળીઆ સ્વામ
નિજબળ પ્રકાશી મેઘપતિ પેખે, તબ દીઠા નિશ્ચળ સ્વામ
તબ દીઠા નિશ્ચળ સ્વામ તેવારે, પ્રભુ નાશીકા સમજળ વરસાવે
તવ ધરણીદ્ર આશન કંપ્યું, મુસળ ધારાએ જળ બહુ વરસ્યું
પણ નવીન ચળીઆ સ્વામ. ૯૭

અવધિ જ્ઞાને તતક્ષણ જોઇ, આવ્યો ધરણીદ્રતામ
પ્રિયા સહિત પ્રભુ પાર્શ્વને વંદી. ઉપસર્ગ નિવાર્યા સ્વામ
ઉપસ્વર્ગ નિવાર્યા સ્વામ તેવારી, કંપ્યો કમઠ ધરણીદ્ર ભાળી

પામ્યો સમકિત અજ્ઞાનને ખોઇ, અવધિ જ્ઞાને તતક્ષણ જોઇ
આવ્યો ધરણીદ્ર તામ. ૯૮

બહુ ભાવે પ્રભુ પાર્શ્વને વંદી; મેઘ માળીતીણ ઠામ
ધરણીદ્ર પદ્માવતી સાથે, પહોચ્યો સ્વર્ગનીજ ધામ
પહોચ્યો સ્વર્ગ નીજધામતે જાવે, અહીનીશપાર્શ્વનું ધ્યાનમનધ્યાવે
પાળે સમ કિત મિથ્યાતને છેદી, બહુ ભાવે પ્રભુ પાર્શ્વનેવંદી
મેઘમાળીતીણ ઠામ. ૯૯

અનુક્રમે બણારસી ઉદ્યાને આવ્યા, પાર્શ્વજીણંદ દયાળ
કાઉસગ્ગ ધ્યાન સુભ ભાવશુ રહેતા, અપુર્વ વિર્ય ઉલાશ
અપુર્વ વિર્ય ઉલાશ બહુ હોંશ ઘનઘાતી કરે ચાર વિનાશ
શકળ ધ્યાનશું ધ્યાન લગાયા, અનુક્રમે બણારસી ઉદ્યાને આવ્યા
પાર્શ્વ જીણંદ દયાળ. ૧૦૦

દીન ચોરાશી છદમસ્ત પાળી, ચઇત્રવદ ચોથે શુભદન
વિશાખા નક્ષિતરે સુર પ્રગટાવીને, કર્યો ઘાતી કર્મનો અંત
કર્યો ઘાતી કર્મનો અંત ઉલાશી, થાય પ્રભુ લોકાલોક પ્રકાશી
વર્યા કેવળ જ્ઞાન કર્મ સબટાળી. દીન ચોરાસી છદમસ્ત પાળી
ચઇત્રવદ ચોથે સુભ દન. ૧૦૧

અવધિ જ્ઞાને જોઇ ઇંદ્ર સઉ આવે, સમો વસરણ મનોહાર
ત્રણ ગઢનું રચે તરત તીહાં, બેસંતા જીનરાજ
બેસંતા જીનરાજ તે સોહે. ચોત્રીશ અતીશયથી જગ મોહે

ગુણ પાંત્રીશવાણીએ વાણીઉચારે,અવધિજ્ઞાને જોઇ ઇદ્રસઉ આવે
સમો વસરણ મનોહાર. ૧૦૨

વનપાળે વધામણી દીધી, સ્વામીજી પાર્શ્વ જીણંદ
કેવળ વરીઆ આપ ઉધાને, સુરવર મન આણંદ
સુરવર મન આણંદ બહુ વુઠયો, તવ રાજા વનપાળપર તુઠયો
દીધી તેને દોલત બહુ રીધી, વનપાળે વધામણી દીધી
સ્વામીજી પાર્શ્વ જીણંદ. ૧૦૩

બડા આડંબરે સૈન્ય સણગારી, હાથી ઘોડાનો નહીંપાર
પાય પાય દળને રથ જોતરીયા, સોવન ધરેલ સણગાર
સોવન ધરેલ સણગાર અપારી, અધિક અધિક બહુ મુલનાભારી
નગર લોક મન ઉલટ ભારી, બડા આડંબરે સૈન્ય સણગારી
હાથી ઘોડાનો નહીપાર. ૧૦૪

અશ્વસેનજી રાયપરવરીઆ, સાથે વામા દેવી માત
પ્રભાવતી પટરાણી બહુ હરખે, પાર્શ્વજીન વંદન જાત
પાર્શ્વજીન વંદન જાત જઇ વંદી, પ્રભુ વાણી સુણી મન આણંદો
સુણી વાણી સઉ વૈરાગે ભરીઆ, અશ્વસેનજી રાયપરવરીઆ
સાથે વામા દેવી માત. ૧૦૫

તવ પ્રભુ પાર્શ્વજી દેશના દેવે, સુણે તીહાં પર ખદા બાર
ઇણ સંસાર સમુદ્રમાં ભમતા, દુલહો મનુષ્ય અવતાર
દુલહો મનુષ્ય અવતાર આ લીધો વિષય તૃષ્ણાદિકે નિષ્ફળ કીધો

થાશે પસ્તાવો દુઃખ પડશે તેવે, તવ પ્રભુ પાર્શ્વ દેશના દેવે
સુણે તીહાં પરખદા બાર. ૧૦૬

વળી ચીંતામણી રત્ન સમ જાણો, આ મનુષ્ય જન્મ અવતાર
શુદ્ધ સમકીત ચારિત્ર તપ ભાવે, ન કરે પુન્ય વ્રત દાન
ન કરે પુન્ય વ્રત દાનજીન પુજા, દુલહો ધર્મ મળવા ભવ દુજા
થાશે પ્રસ્તાવો કડીઆરા દ્રષ્ટાંતો, વળી ચીંતામણી રત્ન સમ
જાણો; આ મનુષ્ય જન્મ અવતાર. ૧૦૭

સર્વ વ્રતી થઇ શીવ સુખ ચાહો, તેમ જો શકિત ન હોય
દેશ વ્રતીતો ભાવથી થાવું, પામી શ્રાવક કુલ જોય
પામી શ્રાવક કુળ જોય ગુણ ભારી, છેવટનિજ શકિત આગુંસારી
વ્રત લેવા ગુરૂ આગળ જાઓ, સર્વ વ્રતી થઇ શીવ સુખ ચાહો
તેમ જો શકિત ન હોય. ૧૦૮

શ્રાવકના બાર વ્રત પાળી જે, ટાળીને સકળ અતિ ચાર
હિંસા મૃખાને અદત્ત ત્રીજું, ચોથું મૈથુન મન ધાર
ચોથું મૈથુન મન ધાર દુઃખ ભારી, પરિગ્રહ મુર્છા પાંચમેધારી
દિશી વિરમાણ છઠે વ્રત કીજે, શ્રાવકના બાર વ્રત પાળીજે.
ટાળીને શકળ અતિ ચાર. ૧૦૯

ભોગોપભોગનો વિચાર કરીએ, સાતમું વ્રત એ જાણ
અનર્થ દંડ છંડો જે આઠમું, નવમું સમાયક પરમાણ
નવમું સમાયક પરમાણ ઉલાશે, દેશાવગાશી પોસધોપવાસ

અતીથી સંવી ભાગ એ બાર વ્રત ધરીએ,ભોગોપભોગનો વિચાર
કરીએ. સાતમું વ્રત એ જાણ. ૧૧૦

એણીપેરે શ્રાવકના વ્રત પાળો, દ્વાદશ પુન્ય અથાગ
પ્રથમ આડનો ત્યાગજ કરીએ, અથવા શકિત અનુસાર
અથવા શકિત અનુસાર વ્રત ધરીએ, પાછળ ચારનું પરિણામ
કરીએ
નિશ્ચે સ્વર્ગ પુરીના એ દ્વારે, એણીપેરે શ્રાવકના વ્રત પાળો
દ્વાદશ પુન્ય અથાગ. ૧૧૧

સાત પ્રકારના દાનજ ભાખ્યા, તે માંહી અભય પ્રધાન
પ્રાણી માત્રને અભય સુખ દીજે, તેહછે અહિંસા પ્રમાણ
તેહછે અહિંસા પ્રમાણ તે પાળી, પાપ આરંભને દુર નિવારી
તેહથી સ્વર્ગ તણા સુખ દાખ્યા, સાત પ્રકારના દાનજ ભાખ્યા
તે માંહી અભય પ્રધાન. ૧૧૨

જુગટું રમવુંને માંસજ ખાવું, કરવું મદીરા પાન
ચોરી અને વળી પારાધી પાપું, કરે વેશ્યાસું ગમન
કરે વેશ્યાશું ગમન દુઃખ ભારી, સંગ કરે વળી જે પરનારી
નિશ્ચ એહથી ઘોર નરકે જાવું, જુગટું રમવું ને માંસજ ખાવું
કરવું મદીરા પાન. ૧૧૩

પંચ ઇંદ્રીને વસ જે પ્રાણી, કહો કેમ પામે સુખ
એક ઇંદ્રીને વસમાં પ્રાણી, પડેલ પામે બહુ દુઃખ

પડેલ પામે બહુ દુઃખ તે જેમ, ભમર પતંગ મચ્છ હરણા જેમ
દરેક ઇંદ્રીએ દુઃખ પામે ઇમ જાણી, પંચ ઇંદ્રીને વસજે પ્રાણી
કહો કેમ પામે સુખ. ૧૧૪

ઇણ સંસારમાં સ્વાર્થી સર્વ, કોણ માતા કોણ તાત
સ્વાર્થ વિણશે પરમ પ્રિતાળુ, થાય શત્રુ સાક્ષાત
થાય શત્રુ સાક્ષાત જ્યુ વયરી, કોણ બંધવ કોણ બેનને બયરી
માટે ધર્મ કરો મુકીદો ગર્વ, ઇણ સંસારમાં સ્વાર્થીસર્વ
કોણ માતા કોણ તાત. ૧૧૫

પંચ ઇંદ્રીને વશ કરીને, આવશો સુધ ધરી ભાવ
જૈન ધર્મ સદા સુખકારી, જીમ અષ્ટ કર્મ ક્ષય થાય
જીમ અષ્ટ કર્મ ક્ષય થાય તે જ્યારે, પોતે શિવપુર નગરમાંત્યારે
સમકીત સંજમ ચિત ધરીને, પંચ ઇંદ્રીને વશ કરીને
આદરો સુધ ધરી ભાવ. ૧૧૬

સાંભળો પુર્વ પુન્યના થોકે, લીધોછે મનુષ્ય અવતાર
આર્જ ક્ષેત્ર જ્ઞાની સુદ્ધ શ્રાવક, જૈન ધર્મ સુખકાર
જૈન ધર્મ સુખકાર તે ખરૂં, વળી મળ્યા ઉપદેશી સદગુરૂ
મળવો દુકર ફરી દશ દ્રષ્ટાંતે, સાંભળો પુર્વ પુન્યના થોકે
લીધોછે મનુષ્ય અવતાર. ૧૧૭

એણીપેરે દેશના પાર્શ્વની સુણી, ભવિરાગી થઇ સ્નેહ
સમકીત પામી કેઇ ચારિત્ર લેતા, વ્રત ધારી ગુણ ગેહ

વ્રત ધારી ગુણ ગેહ થાય ભાવે, ગણી પદ થાપી સંગ પદ ઠાવે
સમકીત અમૃત રસ વાણી, એણીપેરે દેશના પાર્શ્વની સુણી
ભવિરાગી થઇ સ્નેહી. ૧૧૮

દોહરો.

એણીપેરે દેશના પાર્શ્વની, સુણતાં તતક્ષીણ વાર;
પથ્થર સમ મન પણ લહે, બોદ્ધ બીજ નિરધાર.

પ્રકરણ ચોથું સમાપ્ત.



# प्रकरण ५ मुं प्रारंभ.



### દોહરો.

શેત્રુંજય મહિમા કહે, પાર્શ્વ જીનેશ્વર સ્વામ;
શમેત શિખર મોક્ષે ગયા, સુણો કરી ચિત ઠામ. ૧

### રાગ ચંદ્રાવળાનો.

ભુતળ વિચરંતા પાર્શ્વજીન આવ્યા, શ્રી શિદ્ધાચળગિરિ જ્યાંહ
સમોશર્યા પ્રભુ પાર્શ્વ ઉલ્લાશે, પ્રકાશે તસમહિમાય
પ્રકાશે તસમહિમાય બહુ પ્રીતે, કરમનિકા ચિત પરમ સંચિતે
કાપે એ ગિરિ સમકગ ભરાયા, ભુતળ વિચરંતા પાર્શ્વજીન આવ્યા
શ્રી શિદ્ધાચળગિરિ જ્યાંહ. ૧૧૦

અનંતા મુનીવર ઇણગિરિ શિદ્ધા, કહેતાન આવે પાર
નેમ નાથના વારેજે શિદ્ધા, સક્ષેપે કહુ વિસ્તાર
સંક્ષેપે કહુ વિસ્તારછે ઘણો, પ્રધ્યુમ્નસાડી આઠ કોડે જાણો
પાંચસેહે સાથે સેલિંગે સુખ લીધા, અનંતા મુનીવર ઇણગિરિ
સિદ્ધા, કહેતા ન આવેપાર, ૧૨૦

સતી દેવકીજીના ગુણી ખટ પુત્રો, મોક્ષ ગયા ઇણ ઠામ
પાંડવ પાંચ અતુલ્ય ગુણવંતા, શંઘ લઇ આવ્યા આ ધામ
શંઘ લઇ આવ્યા આ ધામ બહુ ભાવે, બારમો ઉદ્ધાર ઇહાંકરાવે

વળી શિદ્ધાત સસાખછે સુત્રેં, સતી દેવકીજીના ગુણ ખટપુત્રો
મોક્ષ ગયા ઇણ ઠામ. ૧૨૧

વળી પ્રભુ પાર્શ્વજી ઇણીપેરે બોલે. સાંભળો ભવિક સુજાણ
ચાર ઉદ્ધાર ભવી કાળમાં કરશે, વળી પાંચમો વિમળ વાહન
વળી પાંચમો વિમળ વાહન ભુપ કરશે, ગુરૂ દુપ્પસ સુર ઉપદેશે
અવર તીર્થ નહીં એ ગિરિ તોલે, વળી પ્રભુ પાર્શ્વજી એણીપેરે
બોલે. સાંભળો ભવિક સુજાણ. ૧૨૨

એમ અનંતા એ ગિરિ પર સિદ્ધા, વળી સિદ્ધશે અનંતિ કોડ
રોગી નર રોગ રહિત ઇંહા થાવે, વળી જાયે કર્મ વિછેદ
વળિ જાય કર્મ વિછેદ સિવ પુરે, ભવોભવ સંચિત પાપ એ ચુરે
શેત્રુંજા માહાત્મે સુખ વિવરીને કીધો, એમ અનંતા એ ગિરિપર
સિદ્ધા. વળી સિદ્ધશે અનંતિ કોડ. ૧૨૩

ઇત્યાદિક પ્રભુ પાર્શ્વ પ્રકાશે, શેત્રુંજા કેરો મહિમાય.
સાંભળી બહુ પ્રાણી નિજ મનમાં, નિશદિન ગિરિવર ધ્યાય
નિશદિન ગિરિવર ધ્યાય બહુ પ્રીતે, અણસણું કરતા કેઇ સુભચિતે
ભાવ રૂડે મુકિત સુખ ચાખે, ઇત્યાદિક પ્રભુ પાર્શ્વ પ્રકાશે
શેત્રુંજા કેરો મહિમાય. ૧૨૪

વિહાર કરંતા પાર્શ્વ અનુક્રમે, બણારશી નયરી ઉધાન
તતક્ષીણ હસ્તિ સેન જે રાજા, પાર્શ્વ બાંધવ ગુણ ખાણ
પાર્શ્વ બાંધવ ગુણ ખાણ ગુણ ધારી, ન્યાઇ રાજા દીન દુઃખનીવારી

લાવે વધામણી વનપાળ તે સમે, વિહાર કરંતા પાર્શ્વ અનુક્રમે
બણારશી નયરી ઉદ્યાન. ૧૧૫

પરમ કૃપાળુ પાર્શ્વજીન સ્વામી, આપ ઉદ્યાનમાં આજ
આવ્યાછે સુર સાથ પરવરી, ગગને વૈમાનનો ઠાઠ
ગગને વૈમાનનો ઠાઠ બહુ પેરે, આવી સુર સમોવર્સણ કરે
બેઠા પ્રભુ પાર્શ્વ જીન અંતર જામી, પરમ કૃપાળુ પાર્શ્વ જીન સ્વામી
આપ ઉદ્યાનમાં આજ. ૧૨૬

સુણી વધામણી રાય બહુ હરખ્યો, વનપાળ પ્રત્યે કેહેવાણ
ધન ભાગ્ય ધન્ય પુન્યજ માહારા, પ્રગટયા આજ તમામ
પ્રગટયા આજ તમામ અપારી, દાન દેવે વનપાળને ભારી
શોભે રાજા દેવની સરખો, સુણી વધામણી રાય બહુ હરખ્યો.
વનપાળ પ્રત્યે કહેવાણ. ૧૨૭

તતક્ષિણ સેવકને ફરમાવી, સામૈયું કર્યું તૈયાર
પાર્શ્વ પ્રભુને વંદન કરવા, મોહ વયરીને ખુવાર
મોહ વંયરીને ખુવારે તે કરવા, સુદ્ધ સમકિત પ્રભુ વાણીએ વરવા
સૈન્ય લઇ વંદયા તીહાં આવી, તતક્ષિણ સેવકને ફરમાવી,
સામૈયું કર્યું તૈયાર. ૧૨૮

પરમકૃપાળુ દેશના દેવે, સુણો ભવિક ગુણ ગ્રામ
ઇણ સંસાર દાવાનળ માંહી, શીતળ શેત્રુંજો ગિરિધામ
શીતળ શેત્રુંજો ગિરિધામતેજાણી, અનંત મુની જ્યાં શીવ પટરાણી

વરીઆ કરમ ટાળી એગિરિ સેવે, પરમ કૃપાળુ દેશના દેવે
સુણો ભવિક ગુણ ગ્રામ. ૧૧૯

અજીત નાથજી ચોમાસું રહીઆ, વળી સાગર મુની પરિવાર
એક કોડ શું કર્મ ખપ તોડી, વર્યા અક્ષય સુખ સાર
વર્યા અક્ષય સુખ સાર તે સ્થિર, ઉદ્ધાર સાતમો કર્યો તે તીર
અજીત નાથ ઉપદેશે ગુણ ગ્રહીઆ' અજીતનાથજી ચોમાશું રહી
આ, વળી સાગર મુની પરિવાર. ૧૩૦

ચંદ્ર પ્રભુ વારે વળી જાણો, ચંદ્ર જસારાજન
નવમો ઉદ્ધાર શેત્રુંજે કીધો, પરમ સુખ નિધાન
પરમ સુખ નિધાન એ ગિરિ, સેવતાં જાય ભવોભવ વયરી
નિશ્ચે અનંતા સુખનું એ ઠાણો, ચંદ્ર પ્રભુ વારે વળી જાણો
ચંદ્રજસા રાજન. ૧૩૧

બાર ઉદ્ધાર એ ગિરિપર સુંદર, થયાછે જગત વિખ્યાત
ભરતરાયથી પાંડવ સુધી, ખરચાણો દ્રવ્ય અથાગ
ખરચાણો દ્રવ્ય અથાગ તે તહીં, સુક્ષ્મનો કાંઇ પારજ નહીં
થાશે ચાર પ્રભુવીર અંતર, બાર ઉદ્ધાર એ ગિરિપર સુંદર
થયાછે જગત વિખ્યાત. ૧૨૩

વીર નિરવાણથી છેવટ થાશે, સોળમો જગત વિખ્યાત
પંદરસેહે સત્યાશી સુધી વિક્રમ સાલે આઠાર
વિક્રમ સાલે આઠાર તે થાશે, કરમાશાહની કિર્તિ પ્રકાશે

અચળ નામ એ ગિરિપર રહેશે, વિર નિરવાણથી છેવટ થાશે
શોળમો જગત વિખ્યાત. ૧૩૪

સતરમો ઉદ્ધાર વળી કરશે, વિમળ વાહન ભુપાળ
ગુરૂ દુપ્સ સુરી ઉપદેશે. થઇ મન ઉજમાળ
થઇ મન ઊજમાળ બહુ ભારી, ખરચી દ્રવ્ય ભવોભવનીવારી
તવછેલ્લો એ ઉદ્ધાર કરશે, સતરમો ઉદ્ધાર વળી કરશે
વિમળ વાહન ભુપાળ. ૧૩૪

આ અવસર પીણીમાં ગિરિ ઉપરે; સત્તરમોટા ઉદ્ધાર
બાર થયા પાંચભવિ થવાના, સુક્ષ્મનો નહીં પાર
સુક્ષ્મનો નહિપાર તે અહીં, પ્રત્યે એ ગિરિ સાસ્વતો સહી
સિદ્ધા સિધશે મુની કાંકરે કાંકરે, આ અવસર પીણીમાં ગિરિ ઉપરે
સત્તર મોટા ઉદ્ધાર. ૧૩૫

સુકરાજા નિજ રાજને પામ્યો, ખટ માસ કરી ઉપવાસ
અનુક્રમે એ ગિરિ ઉપર વરિયા, મુકિત રમણીનો વાસ
મુકિત રમણીનો વાસ તે લીધો, ચંદ્ર શિખર નિજ બેન મુકીધો
ભોગ પાપ તે સઘળો વામ્યો, સુક્ર રાજા નિજ રાજાને પામ્યો
ખટ માસ કરી ઉપવાસ. ૩૬૬

ચંદ રાજાની માતાએ કીધો, કુકડ પક્ષી મિત મૂઢ
પણ ગિરિવરસી આણંદ ઉપજ્યો, નાહ્યા વળી સુરજ કુંડ
નાહ્યો વળી સુરજ કુંડ તે વેળા, વિજોગ ભાગી રાયરાણીએ ભેળા

થઇ મનવંછીત પર્મ સુખ લીધો, ચંદરાજાની માતાએકીધો

કુકડ પક્ષી મતિ મૂઢ. ૧૩૭

થાવરચ્ચા મુની મુકિતને પામ્યા, મુનીવર એકહજાર

સર્વે સાથ સુભ ભાવ ચિત્ત ધારી, વરિયા શીવવધુ સાર

વરિયા શીવ વધુ સાર ઉલ્લાશી, અંઇમતા મુની મુકિતમાંજાશે

વીરવારે સુખ અનંતા જામ્યા, થાવરચ્ચા મુની મુકિતને પામ્યા

મુનીવર એક હજાર. ૧૩૮

એમ અમી સમ પ્રભુ દેશના દેવે, શેત્રુંજા મહિ માતામ

ઇત્યાદિક બહુ ભેદથી વર્ણવે, સાંભળે પરખદાતામ

સાંભળે પરખદાતામ બહુ ભાવી, હસ્તિસેન રાય સનમુખ આવી

સંઘવી પદનો આદેશ લેવે, એમ અમી સમ પ્રભુ દેશના દેવે

શેત્રુંજા મહિમાતામ. ૧૩૯

તતક્ષિણ ઇંદ્રે રાયના મસ્તક, ઠેવવા કાજ ઉલ્લાશ

વાસક્ષેપ પ્રભુ સનમુખ ધરિયા, કરે પ્રભુ ક્ષેપ ઉલ્લાશ

કરે પ્રભુ ક્ષેપ ઉલ્લાશ રાયમાથે, ધરી શ્રીફળ તવ રાય નિજહાથે

સંઘ લઇ ચાલ્યા બહુ હર્શક, તતક્ષિણ ઇંદ્રેરાયના મસ્તક

ઠેવવા કાજ ઉલ્લાશ. ૧૪૦

સંઘ ચતુર વિધિ સાથ સંચરિયા, હસ્તિ સેન રાજન

અનુક્રમે શ્રી શિદ્ધાચળ ભેટી, હરખીત થયું નિજમન

હરખિત થયું નિજ મન બહુ ભાવે, ભેટી ગિરિનિજ સ્થાનકેઆવે

આનંદ લીલા લેર સહુ વરિયા, સંઘ ચતુર વિધિ સાથ સંચરિયા
હસ્તિ સેન રાજન. ૧૪૧

વિહાર કરંતા પાર્શ્વ ઉપગારી, કરે વસુધા પાવન
જ્યાં પ્રભુ પાર્શ્વજીન વિચરતાં આવે, તીહાં સુર સમોવસરણ
તીહાં સુર સમોવસરણ તે કરે, ઉપદેશથી બહુ પ્રાણિયા તરે
વાણી પાંત્રીશ ગુણ સુધારસ ધારી,વિહાર કરંતા પાર્શ્વ ઉપગારી;
કરે વસુધા પાવન. ૧૪૨

ભિન ભિન સ્થાનકે પાર્શ્વજીન વિચરે, કરંતા ધર્મ ઉદ્યોત
અનુક્રમે શેષ આવ્યું નિજ જાણી, સમત શિખર ગિરિ પોહોંત
સમત શિખર ગિરિ પોહોત્ય,ઉલ્લાશી,જીન વધ્યામનમાં બહુ હર્ષી
સ્થિર કરી પ્રભુ પાર્શ્વ તીહાં ઠરે, ભિન ભિન સ્થાનકે પા-
ર્શ્વજીન વિચરે, કરંતા ધર્મ ઉદ્યોત. ૧૪૩

અંતિમ ચોમાસુ પાર્શ્વજીન આવ્યા, સમેતશિખર ગિરિ જાણ
એક માસનું અણસણ કરતાં, માશ સુકળ શ્રાવણ
માશ શુકળ શ્રાવણ બહુ શ્રેષ્ટ, શુકલ પક્ષની તિથિ વળી અષ્ટ
શુભ નક્ષેત્ર વિશાખા ભાવ્યાં, અંતિમ ચોમાસુ પાર્શ્વજીન આવ્યા
સમેતશિખર ગિરિ જાણ. ૧૪૪

કાઉ સગ્ગમાં પ્રભુ પાર્શ્વજીન પામ્યા, મુકિત મુખસાદી અનંત
એક સમય સમ શ્રેણીથી, નિઃકર્મી ચઉ દ્રષ્ટાંત
નિઃકર્મી ચઉ દ્રષ્ટાંત તે વળે, સુરપતિ સઘળા તતક્ષિણ મળે

હિતેચ્છુ જૈન સ્થાનક જામ્યા, કાઉસગ્ગમાં પ્રભુ પાર્શ્વજીન
પામ્યા. મુક્તિ સુખ સાદી અનંત ૧૪૫

સર્વ સુરવર મળીયા તેવે, લાવે પીરો દધી નીર
સ્નાન વિલેપન ભુષણ કેરી, દેવ દુષે શરીર
દેવ દુષે શરીર બહુ હોશે, શોભા વીધરી શિબિકા જ્યાંછે
વાજીત્ર નંદિતસુર કરતા એહેવે, સર્વ સુરવર મળીઆ તેવે
લાવે પીરો દધી નીર. ૧૪૬

તતક્ષિણ ચંદન મય પરજાળી, સુરવર વિવેક અપાર
ભક્તિ કરે પણ શોક સહિત તે, ઉપર થુંભ શ્રીકાર
ઉપર થુંભ શ્રીકાર તે દેવે, દાઢાદિક સ્વર્ગે શેવે
ભાવ ઉદ્યોત વિત્યે દીવાળી. તતક્ષિણ ચંદન મય પરજાળી
સુરવર વિવેક અપાર. ૧૪૭

મોક્ષાનંદ કલ્યાણક કેરૂં, નંદીસર મોહોચ્છવ કાજ
સર્વ સુરવર તીહાં સંચરતા, ધરી મન ઉલ્લાશ
ધરી મન ઉલ્લાશ તે જાવે, કરી મોહોચ્છવને આનંદ પાવે
અઢીશેહે વર્ષ પાર્શ્વવીર આંતરૂં, મોક્ષાનંદ કલ્યાણક કેરૂં
નંદીસર મોહોચ્છવ કાજ. ૧૪૮

પાર્શ્વ પ્રભુનો પરિવાર ભણું, સંક્ષેપે સુણો વિસ્તાર
શુભ આદે દશાગણ ધરે, (ને) મુનીવર સોળ હજાર
મુનવર સોળ હજાર બહુ ભાવી,અડત્રીશ સહસ્ત્ર ગુણવંતી સાધ્વી

જૈનમંડળી તેને વંદના કરે, પાર્શ્વ પ્રભુનો વિસ્તાર ભણે
સંક્ષેપે સુણો વિસ્તાર; ૧૪૯

વળી શ્રાવકો સમકિતવંતા, એક લાખ ઉપરાંત
ચોશઠ હજાર જૈન અણધાર, શ્રાવીકા ત્રણ લાખ સાર;
શ્રાવીકા ત્રણલાખ સારથી વંદુ, ઓગણચાલીશ સહસ તે શીંધુ
દયાધર્મ સમકિત પુન્યવંતા, વળી શ્રાવકો શમકિતવંતા
એક લાખ ઉપરાંત. ૧૫૦

સમેત શિખર ગિરિ ઉપર શિદ્ધા, અણસણ કરી એક માસ
શ્રાવણ સુદ આઠમને દિવસે. મુની તેત્રીશ સંગાથ
મુની તેત્રીશ સંગાથ વિશાળ, મોક્ષ ગયા વંદે તતકાળ
રીદ્ધી સિદ્ધી અક્ષય સુખ લીધા, સમેત શિખર ગિરિ ઉપર સિદ્ધા
અણસણ કરી એક માસ ૧૫૧

એણીપેરે પાર્શ્વતણા ગુણ ગાવે, હરખ ધરી મનમાંહી
શ્રવણે સુણતાં પાતીક નાસે, સમકીત દીલઉછાંહી
સમકીત દીલ ઉછાંહીથી લેશે, આતમ તત્વનો અનુભવ થશે
અચળ સુખ અમરપદ પાવે એણીપેરે પાર્શ્વતણા ગુણ ગાવે
હરખ ધરી મનમાંહી. ૧૫૧

દોહરો.

પચમે સર્ગે વર્ણવ્યો, શેત્રુંજય મહિમાય;
સમત શિખર શિધિ વર્યા, પાર્શ્વ પ્રભુ સુપસાય, ૧



દોહરો.

ગ્રંથ સમાપ્ત આ થયો, અક્ષર ભુલ ચુક જેહ;
અવર આસાતના જે થઇ, મીછામી દુકડં તેહ. ૧



ઇતીશ્રી પાર્શ્વનાથજીના ચદ્રાવળા

સમાપ્ત.

# શ્રી પાર્શ્વનાથજીની વિનતિ.

## રાગ લાવણી.

શ્રી પાર્શ્વ જીનેશ્વર દેવ, કરૂં હું શેવ, નિરંતર તારી;
સુણો દીનાનાથ આધાર, વિનતી માહારી. (એ આકણી)
હું ભમ્યો કાળ અનંત, મોહમાં અંધ, તત્વ નવ જાણ્યાં;
સદગુરૂ તણો ઉપદેશ. હૃદય ન આણ્યો;
જૈન આણાજે સુખકાર, નહીં લગાર, ચીતમાં ધારી. સુણો. ૧
પરજીવને પિડા દીધ, અસત્ય મુખકીધ અદતદ્રવ્ય લીધું;
મૈથુન સેવી પરનાર, પાપ બહુ કીધું;
પરરમણી કેરૂં રૂપ દેખી ભવ કુપ, પડયો હુંપાપી;
પરધન લેવાને કાજ, ઊંધી મત આપી;
એમ અઘોર કર્મ હું દુષ્ટ, કરી બહુ પુષ્ટ, થયો મુજધારી. સુણો. ૨
ક્રોધાદિક, જોદ્ધા ચાર, લઇ પરિવાર, કસાયા લશકરે;
લાગ્યોછે મારી કેડે, સાય મુજ ''કરરે;
ચારેગતિ ભમિયો સ્વામ, નહિ કોઇ ઠામ મદત કરનારો,
પણ કાંઇક પુન્ય પસાય. દર્શ લીઓ તારો;
થરથર કંપ્યા સહુ એહ, વૈરીમુજ જેહ, સરણતુ ભાળી સુણો, ૩
જુગમાંછે દેવો બહુ, કર્મ વશ સહુ, દોષ અઢારે;

ભજે માળા માહા વિક્રાળ, હાથ હથીઆરે;
કેઇ નાટીકના એ રંગ, નારીનો સંગ, કરે માંસ ભક્ષણ,
પર જાચના કરતા તેહ, કરે કયું રક્ષણ;
માટે પ્રભુપાર્શ્વજીણંદ, તુજમુજ રંગ, મજીઠ સમધારી સુણો. ૪
જોઇ ભાવનગર મનમેરે, આદિશ્વર દેરે. મેડીપર તારી;
બિંબ નિરખી હરખી ખુબ, નયણા ભારી;
નિધી[૯] વિન[૩] નિધી[૯] શશી[૧]. પોસ સુદ દશી. શુભ ગુરૂવારે;
કરે પુજા ધરી બહુ ભાવ, અષ્ટ પ્રકારે;
(તો) વેગેલહેઆવાર,મંડળી શીવનાર, અક્ષય સુખકારી. સુણો. ૫

---

## અંતરલાપિકા છપ્પો.

જુગાળ ચોરી છાંડ, દોષ પરનારી સેવે;
નીતિ દયા ચિત ધાર, લક્ષ સુખ એહથી લેવે;
લાખ પડે જો દુઃખ, તજો મત હિંમત મોટી;
લખ્યા લીલાટે લેખ, ચતા શી કરવી ખોટી;
વિરલા દ્રવ્ય મુર્છા તજે, દમે ક્રોધાદીક સંજમે;
ભાવનગર વાસો વસી, મોક્ષ વધુ સાથે રમે



## આ લઘુ ગ્રંથને કેટલાએક ઉદાર સદગૃહસ્થોએ અગાઉથી આશ્રય આપેલો છે તેમના મુબારક નામ.



| નામ. | વતન. | નકલ. |
| --- | --- | --- |
| જૈનધર્મ પ્રસારક મંડળી તરફથી | ભાવનગર | |
| સેઠ. ફકીરચંદ પ્રેમચંદ. | મુંબઈ. | ૫ |
| શા. મુળચંદ નથુ. | ભાવનગર. | ૧૦ |
| શા. કુંવરજી આણંદજી. | ,, | ૫ |
| શા. અમરચંદ ઘેલાભાઈ. | ,, | ૫ |
| શા. મગનલાલ સુંદરજી. | ,, | ૫ |
| શા. દુલભજી વીરચંદ | ,, | ૧૦ |
| શા. મગનલાલ પાનાચંદ. | ,, | ૫ |
| શા. પ્રભુદાસ જેઠાભાઈ. | ,, | ૫ |
| શા. નાનચંદ હરજીવન. | ,, | ૫ |
| શા. મોતીચંદ ઉજમચંદ. | ,, | ૫ |
| સંઘવી. ખુબચંદ પીતાંબર. | ગોઘા. | ૫ |
| શા. દુલભજી લખમીચંદ | ભાવનગર. | ૨૫ |

| નામ. | વતન. | નકલ. |
| --- | --- | --- |
| વાણના દલાલની કુપની તરફથી. | ,, | ૨૦ |
| શા. છગન મુળજી | | |
| શા. દીપચંદ માણેકચંદ. | | |
| શા. હરીચંદ દેવચંદ. | | |
| શા. રામચંદ જેઠા. | | |
| દોસી. જીગજીવન વી. ધરમચંદ, | ,, | ૧૬ |
| પા. સામજી વી. રામજી | ,, | ૧૬ |
| પા. જગજીવન વી. કસ્તુર | ,, | ૧૬ |
| શા. રાઈચંદ વી. હીરાચંદ. | ,, | ૧૬ |
| શા. ચત્રભજ વી. ધનજી | ,, | ૧૬ |
| કોઠારી પરસોતમ નાનચંદ | વઢવાણ. | ૧૫ |
| શા. નાનચંદ આણદજી | ભાવનગર. | ૧૦ |
| જૈનધર્મ નાની ટોળી તરફથી. | ,, | ૧૦ |

| નામ. | વતન. | નકલ. |
|---|---|---|
| પા. મોતીચંદ રામજી | ,, | ૧૦ |
| ઝવેરી ભીમા ધરમશી. | ,, | ૧૦ |
| વોરા ગીરધર ગોરધન. | ,, | ૧૦ |
| શા. ગીરધર ઝવેર | મુંબઈ. | ૧૦ |
| દોસા કપુરચંદ કરશન | બગસરા. | ૭ |
| શા. ચુનીલાલ દોલતચંદ | ભાવનગર. | ૬ |
| શા. વીરચંદ થોભણ | સીહોર. | ૬ |
| શા. પુનમચંદ વી. તારાચંદ | ભાવનગર. | ૫ |
| શા. લલુ પ્રેમચંદ | ,, | ૫ |
| શેઠ શામજી જસરાજ. | ,, | ૫ |
| શા. મગનલાલ હાજી | ,, | ૫ |
| શેઠ ગંભીર વી. ગુલાબચંદ | ,, | ૫ |
| શા. હરજીવન વી. પરશોતમ | ,, | ૫ |
| સંઘવી નેમચંદ વી. લલુ. | ,, | ૫ |
| વોરા. તારાચંદ ખોડીદાસ. | ,, | ૫ |
| શા. છગનચંદ ઉમેદચંદ. | ભાવનગર. | ૫ |
| શા. મોતીચંદ સાંકળચંદ | ,, | ૫ |
| શા. મંછાચંદ નાથા. | ,, | ૫ |
| શા. ત્રીભોવન ગોવનજી. | ,, | ૫ |

| નામ. | વતન. | નકલ. |
|---|---|---|
| શા. હાજી હીરાચંદ. | ,, | ૫ |
| પા. રગનાથ નથુ | ,, | ૫ |
| શા. પરભુ પરસોતમ. | ,, | ૫ |
| સંઘવી સવા વેલા. | ,, | ૫ |
| શા. ગોપાલજી કાનજી. | ,, | ૫ |
| શા. કેસરી ગોરધના. | ,, | ૫ |
| શા. દામોદર દીઆળ. | ,, | ૫ |
| શા. અમરતલાલ પરસોતમ. | ,, | ૫ |
| શા. મોતીચંદ ગોદડચંદ. | ,, | ૫ |
| શા. મગન મુદરજી. | ,, | ૫ |
| શા. જુઠા લીલાધર. | ,, | ૫ |
| શા. તકલચંદ નારણજી. | ,, | ૫ |
| શા. માનચંદ મોતીચંદ. | ,, | ૫ |
| શા. છગન ખોડીદાસ. | ,, | ૫ |
| શા. જુઠા જસા. | ,, | ૫ |
| શા. જમનાદાસ ગીરધર. | ,, | ૫ |
| શા. મંગળચંદ ખીમચંદ. | ,, | ૫ |
| શા. ગોવનજી મીઠાચંદ. | ,, | ૫ |
| શા. હઠીસંઘ ગાગજી. | ,, | ૫ |

| નામ. | વતન. | નકલ. |
|---|---|---|
| શા. પેમચંદ જેઠાભાઈ. | ,, | ૫ |
| શા. મગન શામજી. | ,, | ૫ |
| શા. હરીચંદ તથા દીપચંદ. | ,, | ૫ |
| શા. ગોરધર દેવચંદ. | ,, | ૫ |
| શા. મગન નાનચંદ. | ,, | ૫ |
| શા. જીવકા નારણ. | ,, | ૫ |
| શા. વીરચંદ નાગજી. | ,, | ૫ |
| શા. ભગવાનજી સોમચંદ. | ,, | ૫ |
| શા. પોપટ સીવલાલ. | ,, | ૫ |
| શા. ભગવાનજી કરસનજી. | ,, | ૫ |
| શા. હેમચંદ મોનજી. | ,, | ૫ |
| વોરા. ગીરધર કલાણજી. | ,, | ૫ |
| પા. હેમચંદ મોનજી. | ,, | ૫ |
| ભાવસાર અમીચંદ મુળજી | ,, વડવા. | ૫ |
| ભાવસાર જેઠા માણેકચંદ. | ,, | ૫ |
| મણીઆર ભીખા ધરમચંદ. | ભાવનગર | ૫ |
| ભીમજી ઓલાભાઈ. | ,, | ૫ |
| કાણકીઆ કરશનજી રગનાથ. | ,, | ૫ |
| શા. નાનચંદ તારાચંદ. | ,, | ૫ |

| નામ. | વતન. | નકલ. |
|---|---|---|
| શા. હેમચંદ મોતીચંદ | મુંબઈ. | ૫ |
| શા. વીઠલ મોતીચંદ | ,, | ૫ |
| શા. નથુભાઈ ગીગા. | ,, | ૫ |
| ચોથા નબર. નાનીટોળીના શેક્રટરી લીંબડી. | | |
| શા. કેશવજી વખતચંદ. | ,, | ૫ |
| શા. ઠાકરશી અબજી | વઢવાણ. | ૫ |
| નાનીટોળી તરફથી કેસવજી | ઝુંઝા. તળાજા. | ૫ |
| દોશી. હરજીનન નરશી. | બગસરા. | ૫ |
| શા. માણેકચંદ રાઘવજી. | ,, | ૫ |
| શા. મંગળચંદ ઝવેર. | ,, | ૫ |
| શા. ગોપાલજી ગોવનજી | ગારીઆધાર. | ૫ |
| શા. ઊમેદચંદ ઝવેર | ડાઠા. | ૫ |
| શા. લાલચંદ હરજીવન | ,, | ૫ |
| શા. વીરચંદ જીવાભાઈ | ,, | ૫ |
| શા. ચતુર નથુ | ધ્રાગધરા. | ૫ |
| શા. કેવળ ખીમચંદ | વસીઅગાસી | ૫ |
| દોસી. અમરચંદ વીરચંદ. | ગોઘા. | ૫ |
| દોશી લખમીચંદ તારાચંદ. | ,, | ૫ |
| શા. રાઘચંદ મોનજી | ,, | ૫ |

| નામ. | વતન. | નકલ. |
| --- | --- | --- |
| શા. દેવચંદ હકમચંદ. | ,, | ૫ |
| શા. નરોતમ પરસોતમ પરસોતમ. | ,, | ૫ |
| શા. ભીખાભાઈ માનચંદ. | ,, | ૫ |
| શા. મુળજી જીવા. | ,, | ૫ |
| તલી હેમચંદ મોતીચંદ | કપડવંજ. | ૫ |
| રા. રા. માણેકચંદ તળશીભાઈ. બજાણાના દીવાન સાહેબ. | | ૧૦ |
| બાલાભાઈ નાહાનાભાઈ | અમદાવાદ. | ૫ |
| પરચુરણ નકલ | | ૨૦ |

## સૂચના.



જે સદ્ગૃહસ્થોને આ ગ્રંથ રાખવાની ઇચ્છા હોય તેમણે નીચે લખેલ ઠેકાણેથી રોકડી કીંમત આપ્યાથી મળશે.

ભાવનગર—અમારી (જૈનહિતેચ્છુ મંડળી) ના મેનેજર
શેઠ જગજીવન વી. ધરમચંદ પાસેથી
નવી કાપડબજારમાં બુકશેલર પાનાચંદ
તેજા પાસેથી.

દેશાવર વાળાએ દરેક નકલદીઠ અડધોઆનો વધારે જાસ્તી મોકલવો નાટપેડ કાગળ લીધામાં નહીં આવે સામટી નકલ રાખનારને દશટકા કમીશન આપવામાં આવશે.

